

જ્ઞાની શ્રી ધીરજરામ શાસ્ત્રીજી અને વિજ્ઞાની ડો. પંકજ જોશી, ૧૯૭૧

# જ્ઞાની અને વિજ્ઞાની

## એક વૈશ્વિક સંવાદ

☐ ડો. પંકજ જોશી

**૧. બ્રહ્માંડ જિજ્ઞાસા:**

શ્રી ધીરજરામ શાસ્ત્રીજી સાથે મારી પ્રથમ મુલાકાત થઈ, તેમને મળવાનું થયું, એ તો ઘણાં વર્ષો પહેલાંની વાત છે. ત્યારે મારી વય માંડ સોળ કે સત્તર વર્ષ જેવી હશે, અને હજુ તો શાળા પૂરી કરીને કોલેજના પહેલા વર્ષમાં દાખલ થઈ મેં વિજ્ઞાનનો અભ્યાસ શરૂ કરેલો. આ સમયે મારું મન બ્રહ્માંડની સઘળીયે જિજ્ઞાસાઓથી ભરપૂર હતું. આ આખુંય દેખાતું અને જણાતું બ્રહ્માંડ શું છે, તે કેવી રીતે અને કેમ કાર્ય કરે છે, આ

સુંદર અને ભવ્ય પ્રશ્ન મારા મનમાંથી રાત-દિવસ ખસતો નહોતો.

દરિયાઓમાં આવતી, જતી અને સતત ચાલતી ભરતી અને ઓટ, સૂર્ય-ચંદ્રનાં ગ્રહણો અને કળાઓ, ગ્રહો તથા તારાઓ અને નક્ષત્રોનાં ભ્રમણ અને સતત ગતિ, આ બધું શું છે, કઈ રીતે ચાલે છે અને તેના નિયમો શું હશે? વળી પૃથ્વી પરની સઘળી જીવસૃષ્ટિ, જાત-ભાતનાં પ્રાણીઓ, પક્ષીઓ અને વૃક્ષ, વનસ્પતિ, આ બધું પણ કેવી રીતે અને કઈ રીતે કામ કરે છે? આવા પરમાણુથી લઈ વિશાળ બ્રહ્માંડ સુધીના અનેક પ્રશ્નો મારા મનમાં સતત દિવસ અને રાત ઘૂમ્યા કરતા!

આ બધામાં મારા મનમાં મૂળ વાત અને પ્રશ્ન એ હતો કે આ સતત ગતિશીલ અને કાર્યરત બ્રહ્માંડ પર શાસન કરનારા કે તેને ચલાવનારા કોઈ મૂળભૂત નિયમો કે કાયદા હશે કે કેમ અને હોય તો તે શું છે? આ સમગ્ર વિશ્વ આપણે સમજી અને જાણી શકીએ કે કેમ અને જો એ શક્ય હોય તો બ્રહ્માંડને તેની સંપૂર્ણતામાં સમજવાનો માર્ગ કયો છે?

આ કાર્ય જ મને અતિ રસપ્રદ જણાતું. આ સઘળા પ્રશ્નો મારા મગજમાં બધા સમયે એકધારા ચાલ્યા કરતા અને આ એક જ વાત ત્યારે મને મહત્ત્વની જણાતી. એ સિવાયની મોટી કારકિર્દી બનાવવી, ઘણા પૈસા કમાવા કે મોટી સત્તા હાંસલ કરવી એ બધી વસ્તુઓ મને અગત્યની જણાતી નહીં. જીવનમાં કરવા જેવું કામ હોય તો આ એક જ છે અને બીજું બધું એવું ખાસ રસપ્રદ નથી એવી સ્પષ્ટતા ત્યારે પણ પૂરેપૂરી હતી.

આપણે ત્યાં એક મહાન અને ભવ્ય ગ્રંથ બ્રહ્મસૂત્ર છે. અત્યંત ટૂંકાણ અને છતાં ભારે ઊંડાણમાં એ સૃષ્ટિની રચના તથા તેના મૂળ તત્ત્વની ચર્ચા અને નિરૂપણ કરી આપે છે. તેની શરૂઆતમાં પહેલું જ સૂત્ર છે, 'અથાતો બ્રહ્મજિજ્ઞાસા.' કદાચ એમ કહેવું હોય તો કહી શકાય કે મારા જીવનની શરૂઆત પણ કંઈક એવી જ રીતે થઈ: 'અથાતો બ્રહ્માંડ જિજ્ઞાસા!'

**૨. વિજ્ઞાનનો માર્ગ:**

વિજ્ઞાનનો વધુ અભ્યાસ કરતાં, તેમાં ઊંડા ઊતરતાં તથા મોટા વિજ્ઞાનીઓનાં જીવન જોતાં, વિચારતાં એ ખબર પડી કે આ પ્રશ્ન માટે વિજ્ઞાનનો જવાબ એવો છે કે એ તો કેવળ ગણિત છે જે બ્રહ્માંડનાં રહસ્યોને જાહેર અને ખુલ્લાં કરી દઈને સમજવા માટેની એક જાદુઈ આંખ છે. તેમાં એવી એક સંમતિ અને વાત બહાર આવતી હતી કે વિજ્ઞાન અને વૈજ્ઞાનિક પદ્ધતિ દ્વારા સૃષ્ટિના મૂળ નિયમો જાણી શકાય છે.

આલ્બર્ટ આઈન્સ્ટાઈન, મેક્સ પ્લાન્ક અને તેવા જ અન્ય મહાન વૈજ્ઞાનિકોના વિશ્વને સમજવાના તીવ્ર અને અદ્ભુત

પ્રયત્નોએ મારા યુવાન મનને ભારે આકર્ષિત કર્યું. તેમાં પણ આઈન્સ્ટાઈને જે કહ્યું હતું, તેમાં તેમની મૂળ વાત અને સૂત્ર એ જ હતાં કે આપણે તો ભગવાનનું મન, એટલે કે બ્રહ્માંડના મૂળભૂત નિયમો, કાયદા જાણવા સમજવા છે; બાકી બધું તો બિન-અગત્યની કેવળ વિગતો માત્ર જ છે!

આ સમયગાળામાં હું વારંવાર વિચારતો કે, શું આપણે પ્રકૃતિની સંપૂર્ણ ઘટનાનું વર્ણન કરવા માટે એક ચોક્કસ એકીકૃત યુનિફાઇડ સિદ્ધાંત આપી શકીએ ખરા? આપણે પ્રકૃતિને જુદા જુદા ભાગ- વિભાગમાં વહેંચી દઈએ અને પછી તે દરેક વિભાગમાં અલગ અલગ વર્ણન કરીએ એ રીત મારા માટે જરાય સંતોષકારક નહોતી. આવા ખંડિત જ્ઞાનનો શો ફાયદો? શો ઉપયોગ? આપણને જરૂર છે એક અખંડ અને સમગ્રસમાવેશક આંતરદષ્ટિની, જે વિશ્વને સમગ્રતામાં જુએ. ગણિતની ભાષામાં કહીએ તો, એક એવું સમીકરણ જોઈએ, જે બ્રહ્માંડને સંપૂર્ણ રૂપે સમજાવે!

આવી વાત હું ક્યારેક અન્ય લોકો સાથે કરતો ત્યારે ઘણા મને એવું કહેતા કે આટલા બધા વિચારો કરવાની જરૂર નથી, એવું બધું કંઈ જીવનમાં થાય નહીં. ભણવામાં હોંશિયાર છો તો સારા ડોક્ટર અથવા વકીલ બની જાઓ એટલે મા-બાપની બધી ચિંતા ટળે! પણ આ બધાની મને ખાસ કંઈ અસર થતી નહીં. પછી તો આવા જ હેતુ સાથે હું ગણિત અને ફિઝિક્સનો ખંતપૂર્વક અભ્યાસ કરવા લાગ્યો હતો. વિદ્યુત અને ચુંબકીયતાના નિયમો, ગ્રહોની ગતિનું વર્ણન અને એવી બધી આ દિશામાં આધુનિક વિજ્ઞાનની કેટલીયે સફળતાઓ મને હંમેશાં પ્રભાવિત કરીને આનંદિત કરી દેતી.

**૩. વિશ્વને જાણનાર કોણ?:**

આ સાથે જ એક એવો વિચાર પણ મારા મનમાં ચાલ્યા કરતો કે ભલે તમામ વિજ્ઞાન અને ગણિતનો ઉપયોગ કરીને ધારો કે આપણને એક એવું સમીકરણ કે ગણિતનું સૂત્ર મળી આવે જે સમગ્ર બ્રહ્માંડનું રહસ્ય સમજાવી શકે અથવા તેને આવરી લે. આપણને ખાતરીપૂર્વક કહેવામાં આવે કે આ જ સૂત્ર છે જે આખા બ્રહ્માંડનું વર્ણન કરે છે અને તેની સમજ આપી દે છે. પરંતુ શું તે પણ મને ખરેખર પૂર્ણ સંતોષ આપશે? બ્રહ્માંડના એક જ સમીકરણ પર પહોંચી જવાય તેમ માનીએ તો પણ, મારી જાતને પૂછ્યા કરતો કે શું માત્ર તે જ આપણને સંપૂર્ણ આનંદ, સંપૂર્ણ સુખ અને સંતોષ આપી શકશે?

આવા મુદ્દાઓ પર જેમ જેમ ઊંડાણપૂર્વક વિચાર ચાલતો ગયો તેમ એક બીજો અગત્યનો પ્રશ્ન પણ મનમાં ઊઠવા લાગ્યો કે, તે કોણ છે જે આ બ્રહ્માંડને જાણવા માગે છે? આ

વિચારો જેમ આગળ વધતા ગયા તેમ આમાંથી જ આપણા મનના સ્વભાવ વિશે પણ વિચારવાનું શરૂ થયું. કોણ છે જે સમગ્ર બ્રહ્માંડનો વિચાર કરે છે! હવે મેં ભારે ઝડપ અને ખંતથી એ સવાલ પૂછવાનું શરૂ કર્યું કે આ બ્રહ્માંડને જાણવા માગનાર છે કોણ? આ પૂછપરછ કોણ કરી રહ્યું છે? આ પ્રશ્નકર્તા છે કોણ?

ત્યારે ટૂંક સમયમાં જ એક સુંદર સમાધાનરૂપે મને સમજાયું કે છેવટે તો બ્રહ્માંડનું સઘળું જ્ઞાન કે વિજ્ઞાન એ સર્વ તો જિજ્ઞાસુ અથવા પ્રશ્નકર્તાના મનમાં, તેના અંતઃકરણમાં મળેલી, ઉદ્ભવેલી આંતર-સ્ફુરણાઓ અને પ્રકાશ, અથવા ઇનસાઇટ્સ જ છે! કોસ્મોસ પરનું તમામ જ્ઞાન એ એન્ક્વાયરર એટલે પૂછનારના મગજમાં, ચિત્તમાં મળેલી અને થયેલી આંતરદૃષ્ટિના સ્વરૂપમાં જ હોય છે અને થાય છે.

આ વિશિષ્ટ સમજના પરિણામે મેં બ્રહ્માંડની રચનાની તપાસ અને સંશોધન કરતા અન્ય ઘણા ગ્રંથો વાંચવાનું, સમજવાનું પણ શરૂ કર્યું. આમાં પશ્ચિમી ચિંતકોના ફિલસૂફીના ગ્રંથોની સાથે જ ભારતીય અને અન્ય પ્રાચીન પરંપરાઓની શોધ, વિચાર અને અનુસંધાન પણ થવાં લાગ્યાં. અલબત્ત, આ કાર્ય અતિ રસપ્રદ, સાથે ગહન પણ હતું! સ્વાભાવિક રીતે જ એવા પ્રશ્નો અને કોયડાઓ પણ ઊભા થવા લાગ્યા. પ્રશ્ન અને સમાધાનની ઉત્તમ રીત, જ્ઞાન-વિજ્ઞાન પ્રાપ્ત કરવાની પદ્ધતિ કઈ હોય? કેવી રીતે આગળ વધવું? સૌથી શ્રેષ્ઠ કાર્યક્ષમ અને ઝડપી રીત કઈ? આ અને આવા ઘણા બધા સંશયો પણ સામે આવવા લાગ્યા.

**૪. શોધ અને મુલાકાતો:**

આ સઘળાં ચિંતન અને સંશોધનને કારણે મારા માટે એક એવો દોર સહજ રીતે શરૂ થયો જેમાં હું એવા ઘણા લોકો, વિદ્વાનો, ચિંતકોને મળવા લાગ્યો, જેમણે પ્રાચીન જ્ઞાન-પદ્ધતિઓ અને પ્રાચીન ગ્રંથોનો ઊંડો વિગતવાર અભ્યાસ કર્યો હોય. મારા સામાન્ય ચાલુ કૉલેજ અભ્યાસ, પ્રયોગશાળાની મુલાકાતો અને ઉત્તમ વિજ્ઞાનીઓ સાથેની ચર્ચા ઉપરાંત, મેં ઘણો સમય આપણા પોતાના તત્ત્વજ્ઞાનીઓ સાથે ચર્ચા કરવામાં અને તેમની વાતો સમજવામાં આપવાનું રાખ્યું. આ સાથે જ અનેક પ્રાચીન ગ્રંથો, પુસ્તકો વાંચવાનું પણ શરૂ કર્યું.

આ બધું મને સહજ રીતે જ અનેક વિશિષ્ટ લોકોને મળવા તરફ દોરી ગયું. મારા શાળા-કૉલેજના દિવસો જ્યાં પસાર થયા તે ભાવનગરમાં એ સમયે અનેક ઉત્તમ વિદ્વાનો અને ચિંતકો વસતા હતા. તેમની સાથે મુલાકાતો અને અનેકવિધ ઉત્તમ વિષયો અને પ્રશ્નો પર ચર્ચા-વાર્તાલાપો એ મારું વ્યસન થઈ ગયું હતું!

તેમાં શ્રી મુકુન્દરાય પારાશર્ય એ

તો આપણા જાણીતા કવિ, લેખક અને વિશેષ તો શ્રીમદ્ ભાગવતના અનન્ય માર્મિક. શ્રી અનંતપ્રસાદ ભટ્ટ એ બીલખા શ્રીમન નથુરામ શર્માના શિષ્ય અને વેદાંત-ઉપનિષદોના પ્રખર અભ્યાસી. શ્રી વિરેન્દ્રભાઈ પંડ્યા જેઓ શાંતિનિકેતનમાં અભ્યાસ કરી ચિત્રકાર થયા અને અધ્યાત્મમાં પણ ઊંડા ઊતર્યા. જીવનને અદ્ભુત ખુલ્લી નજરે નિહાળનાર શ્રી ચંદુભાઈ પંડ્યા, તેઓ પણ પ્રોફેસર અને ચિત્રકાર. વળી શ્રીમદ્ રાજચંદ્રના અનન્ય ભક્ત એવા શ્રી મહેન્દ્રકુમાર ઉત્તમચંદ. આ તથા અન્ય આવા મિત્રો સાથે મારે ઉત્તમ વિચાર અને હૃદયસામીપ્ય સર્જાયું.

વળી તેમના દ્વારા જ એક અથવા બીજા નિમિત્તે ભાવનગરની મુલાકાતે આવતા ઉત્તમ લોકો સાથે પણ મળવાનું થવા લાગ્યું. તેમાં મારા પ્રશ્નોની હારમાળા અને જિજ્ઞાસા જોઈને શ્રી વિરેન્દ્રભાઈએ ઘણા આગ્રહપૂર્વક મને સૂચન કર્યું કે શ્રી મકરન્દ દવે ભાવનગર આવી રહ્યા છે અને તારે તેમને અવશ્ય મળવાનું જ છે! આ રીતે 1971માં મકરન્દભાઈને પ્રથમ મળવાનું થયું અને પછી તો એ વખતે તેઓ ગોંડલમાં હતા ત્યાં પણ અવારનવાર અને નિયમિત મળવાનું થવા લાગ્યું. મકરન્દભાઈએ ગોંડલમાં એક દિવસ શ્રી નાથાભાઈ જોશીને મળવા મને મોકલ્યો. પછી તો તેમની સાથે પણ મળવાનું સારું એવું થવા લાગ્યું. વળી મારા વકીલ પિતાશ્રીના મિત્ર શ્રી જેન્તીલાલ પુરુષોત્તમ મહેતા દ્વારા શ્રી વિમલા ઠકારને મળવાનું પણ બન્યું. આ જ વર્ષે 1971ના જાન્યુઆરી મહિનામાં શ્રી મહેન્દ્રભાઈએ મને કહ્યું કે શ્રી ધીરજરામ દયારામ શાસ્ત્રીજી ભાવનગર પધાર્યા છે જેઓ વેદ, વેદાંત અને આપણાં શાસ્ત્રોના તલસ્પર્શી જ્ઞાતા છે, આપણે તેમને મળવાનું છે. ત્યારે એ વર્ષના જાન્યુઆરી અને પછી એપ્રિલ મહિનામાં શાસ્ત્રીજીને મળવાનું થયું અને ઘણી અગત્યની વાતો દ્વારા સમાધાન થવા લાગ્યું.

આ સાથે જ મારું આધુનિક વિજ્ઞાન, ગણિત, પ્રયોગોનું કાર્ય તો ચાલતું જ હતું, જે મારા વિજ્ઞાનને વધુ વિકસાવી એક ઉત્તમ વિજ્ઞાની બનવા તરફ લઈ ગયું. સાથે જ આપણી પ્રાચીન ભારતીય અને અન્ય પરંપરાઓનો એક ભવ્ય આનંદ અને પ્રકાશ આપનારો અભ્યાસ પણ થવા લાગ્યો.

હવે આપણે આ પ્રાચીન અને અર્વાચીનની સહજ યાત્રાએ નીકળીશું. તેમાં આગળ જતાં એ પણ જોયું કે જે વાત મારા માટે અગત્યની હતી, મારા પોતાના અંતરની શોધ હતી, તે બધી અન્ય સઘળા સત્ય-શોધકો માટે પણ એટલી જ સાચી હતી અને છે. ખરેખર તો જે કોઈ એક અથવા બીજી રીતે સત્યની કે સાચી સમજણની શોધ કરે છે, તેમને સર્વને પણ 'વિજ્ઞાની' જ

કહેવાય! આપણે અહીંયાં મહદ્ અંશે શ્રી ધીરજરામ શાસ્ત્રીજી સાથેના પ્રસંગ અને સંવાદોની વાત કરીશું. ભવિષ્યમાં અન્ય સમયે સર્વ શ્રી મકરન્દભાઈ, શ્રી નાથાભાઈ તથા અન્ય સાથેની તલસ્પર્શી અને તત્ત્વદર્શી વાત વિષે પણ લખવાનું થશે.

**૫. તારા અને ગ્રહ-નક્ષત્ર શું કહે છે?:**

આમ તો શાસ્ત્રીજી અને મારી વચ્ચે ઉંમરનો તફાવત સારો એવો મોટો હતો. આથી ઘણીવાર બધા સાથે બેઠા હોઈએ ત્યારે અથવા એકલા પણ અમે તેમને શાસ્ત્રીબાપા, અથવા તેમના વિષેની વાતમાં તેમનો કેવળ 'બાપા' તરીકે પણ ઉલ્લેખ કરતા.

અહીંયા મજાની વાત એ હતી કે અમારા જ્ઞાન, વિજ્ઞાન અને બ્રહ્માંડ વિશેના સંવાદોમાં સમય અને વયનો તફાવત કદી વચ્ચે આવતો નહીં. હું ઘણી વાર પોતાનું વિજ્ઞાનનું બળ શાસ્ત્રીજી સામે અજમાવવા પ્રયત્ન કરતો પરંતુ તેમાં મને મોટેભાગે વિશેષ સફળતા મળતી નહિ. ઘણુંખરું તો એવું બનતું કે શાસ્ત્રીજી આખી વાતને અને સઘળી ઘટનાઓને એક એવા જુદા જ પરિપ્રેક્ષ્યમાં મૂકી દેતા જેની મેં કલ્પના પણ ન કરી હોય. આથી જ મારે માટે આ સંવાદો વારંવાર આનંદ, ઉત્તેજના તથા કંઈક નવી જ પ્રકાશપ્રાપ્તિના પ્રસંગો બની જતા.

મારો શાળા-કોલેજથી શરૂ કરીને એક મિત્ર હતો, જે ગણિતમાં તો ભારે ખાં. બધા પ્રકારની જટિલ ગણિતીય સમસ્યાઓ અને કોયડાઓની ગણતરીમાં જબરો હોંશિયાર હતો. હવે એવું બન્યું કે કોઈ ચોક્કસ સમયે આ મિત્રને ગ્રહો અને નક્ષત્રોની સ્થિતિ અને માનવ-જીવન પર તેનો પ્રભાવ એ બધી ગણતરીઓ કરવામાં ખૂબ જ રસ પડ્યો. ભાઈબંધે તો જ્યોતિષવિદ્યાનાં અનેક પુસ્તકો અને પંચાંગો વગેરે ઘણાં સંગ્રહિત કર્યાં અને એ બધાં ઉથલાવવા માંડ્યો. તે પછી તે બધાંનો ઉપયોગ કરી તેણે સમયની ગણતરી અને આગાહી કરવાનું શરૂ કર્યું.

બધાને પોતાનું ભવિષ્ય જાણવાની જિજ્ઞાસા તો હોય જ છે. તેમાં એવું કૈંક બની ગયું જે એક ભારે સમસ્યાભરી કટોકટી તરફ દોરી ગયું! મિત્રએ એવી ગણતરી કરી કે તેની પોતાની કુંડળીમાં ગ્રહોની ગોઠવણી એવી છે કે તે તેના માટે ખૂબ જ ખરાબ ભાવિની આગાહી કરે છે. તેણે એવી તારવણી કાઢી કે હકીકતમાં જ્યારે તે ગ્રહોના અમુક ચોક્કસ જોડાણ બનશે ત્યારે એકાદ-બે વર્ષમાં જ પોતાનું મૃત્યુ નિશ્ચિત છે.

આ તો એક ઘણી ચિંતાજનક બાબત હતી અને તેનાથી તેનું પોતાનું જીવન અને બધાં દિવસ-રાત એકદમ દયનીય બની ગયાં! પછી તો મિત્રએ પોતાનો અભ્યાસ, મિત્રો સાથેની રમત-ગમત, તેની ભાવિ કારકિર્દીની બધી યોજનાઓ અને પોતાના આગળના ભવિષ્યની બધી

રુચિ ગુમાવી દીધી. અલબત્ત નજીકના મિત્ર તરીકે આ બધી વિગતો મને પણ કહેવામાં આવી હતી.

આ સંયોગોમાં મેં મારા મિત્રને સમજાવવાનો ઘણો પ્રયાસ કર્યો, કે ભાઈ આ બધી વાતો મૂક, તારે આ પ્રકારની આગાહીઓ પર આવું અને આટલું ધ્યાન આપવું જોઈએ નહીં. મેં મારા મિત્રને એવું સમજાવવાનો પ્રયત્ન પણ કર્યો કે તું જે પુસ્તક અને બીજું બધું વાંચી રહ્યો છે તે સર્વ કદાચ સચોટ અને સાચાં ન પણ હોય. વળી તે કરેલી ગણતરી પણ સાચી હોય કે ન પણ હોય વગેરે. પરંતુ આ કંઈ મિત્રને હૈયાધારણ આપી શક્યું નહિ. એ તો કહેતો કે તું મારી વાતને ગંભીરતાથી લેતો નથી. આથી તે તો બસ દિન બ દિન ખૂબ કંગાળ મનોદશામાં સરી પડ્યો. નિરાશાવાદી વલણ તરફ સરી ગયો! અલબત્ત, પછી તો એણે આગાહી કરેલો સમય પણ પસાર થઈ ગયો અને મિત્રને કંઈ થયું નહીં. જો કે તેને મગજમાં એવું ભૂત ભરાયેલું રહ્યું કે પોતાની ગણતરી આટલી ખોટી અને નિષ્ફળ કેવી રીતે બની! એટલે એ નવેસરથી પોતાની ગણતરી કરવાની ભાંજગડમાં પડ્યો.

**૬. જ્ઞાન કે અજ્ઞાન?:**

આ જ અરસામાં મારો ફરીથી શાસ્ત્રીજી સાથે મળવાનો અને મુલાકાત-સંવાદનો યોગ થયો. મેં પોતાના નજીકના મિત્રની આ વ્યથા અને કથા વિગતે સંભળાવી.

તે બધું કહીને પછી મેં કહ્યું,

''જુઓ બાપા, મારા મિત્રના આ જ્યોતિષના જ્ઞાને તેની આ અવદશા કરી છે!''

મારી આ બધી લાંબી વાર્તા સાંભળ્યા પછી પહેલા તો શાસ્ત્રીજીએ જરા મંદ હાસ્ય કર્યું અને પછી તેમણે ધીમેથી કહ્યું,

''સારું ભાઈ, જુઓ, સહુથી પ્રથમ તો એ સમજી લઈએ કે તારી આ વાતમાં થોડા સુધારની જરૂર છે! તારા મિત્રને જ્યોતિષનું 'જ્ઞાન' હતું તેનાથી તે દુઃખી થયો એ વાતમાં તથ્ય નથી. હકીકતમાં તો આ તેની જાણકારીનો અભાવ અથવા તેનું અજ્ઞાન છે, જેણે તેની આ દયનીય દશા કરી છે. એટલી વાત તો તું ખાતરીથી જાણી લે કે આપણાં દરેક દુઃખ માત્રનું મૂળ કારણ એ કેવળ અજ્ઞાન જ છે! જ્યાં પણ તમે કોઈ પણ પ્રકારનું દુઃખ જુઓ છો, કોઈ પણ વ્યથા કે સમસ્યાઓ જુઓ છો ત્યાં એ તો નિશ્ચિત અને ખાતરીથી જાણો કે તે એક અથવા બીજી રીતે આપણા અજ્ઞાન દ્વારા જ સર્જાયું છે.''

શાસ્ત્રીજી પોતે આપણા પ્રાચીન શાસ્ત્રોના વિદ્વાન પણ હતા, આથી તેમણે વિશેષ સમજાવ્યું,

''વાસ્તવમાં જ્યોતિષશાસ્ત્ર મૂળભૂત રીતે બે વિભાગ ધરાવે છે. પ્રથમ વિભાગ એ ગણતરી છે, જેમાં ગ્રહો

અને નક્ષત્રોની સ્થિતિ, તેની ગણતરી, સ્થાન અને તે બધું આવે. આને ગણિત કહે છે જે સામાન્ય રીતે ઘણું સચોટ હોય છે. તે પછીનો બીજો ભાગ એ આ ગણિત પરથી આગાહી અથવા ફળાદેશનો છે. આ ફળાદેશમાં ઘણી વ્યાપક અને વિશાળ ગેરસમજ ઊભી થાય છે. અહીં અતિ મહત્ત્વની વાત એ છે કે આવી આગાહીઓ સાચી પડવા માટે ઘણા જ શુદ્ધ મન, અંતઃકરણની આવશ્યકતા રહે છે. આ વાત આયુર્વેદ તથા જ્યોતિષના ગ્રંથોમાં સ્પષ્ટ જણાવી છે. આ સઘળું બરાબર સમજવું જોઈએ. જ્યારે પણ મન શુદ્ધ હોતું નથી ત્યારે આવી આગાહી ક્યારેય સચોટ નહીં થાય. આ જ કારણ છે કે જ્યારે જ્યારે વ્યાપારી રીતે જ્યોતિષવિદ્યા કરવામાં આવે છે ત્યારે તેમાં ઘણી વિસંગતતાઓ હોય છે અને બહાર આવે છે.''

શાસ્ત્રીજીએ અહીં જે ફળાદેશની વિસંગતિની વાત કરી તેમાં એક રસપ્રદ વૈજ્ઞાનિક પાસું છુપાયેલું છે. ખરેખર તો માનવ-જીવન એ કુદરત તથા સમાજના અનેકવિધ અને અગણિત પાસાઓનો સરવાળો છે. હવે જે ગણિત થાય છે તેમાં આ સઘળા પાસાઓ નોંધાયેલા તો જરૂર હોય છે પરંતુ તેમને સૂક્ષ્મ અને સમગ્ર રીતે સમજવા માટે અતિ તીવ્ર અને વિશાળ બુદ્ધિ સાથે આંતરપ્રજ્ઞાની આવશ્યકતા રહે છે. માત્ર ગણિત અને ગ્રહ-નક્ષત્રોની ગણતરીઓ એ ફળાદેશ માટે પૂરતાં નથી. ગણિત દ્વારા અભિવ્યક્ત થતાં કુદરતનાં આ વિવિધ પરિબળો કેવી રીતે એક સાથે કામ કરે છે, એકબીજા સાથે કેવી રીતે સંકળાયેલ છે એ જ્યાં સુધી આંતરપ્રજ્ઞા દ્વારા સમજવામાં ન આવે ત્યાં સુધી સમગ્ર જ્યોતિષનો કોઈ વિશેષ અર્થ રહેતો નથી.

આ જ વાતને એક ઉદાહરણ દ્વારા સમજીએ. દેશ અથવા દુનિયાના બધા જ કાયદાઓ તો વિવિધ પુસ્તકોમાં અને કાયદાના સંશોધનગ્રંથોમાં ભર્યા પડ્યા જ છે. પરંતુ માત્ર આ સર્વ કાયદાઓના હોવા માત્રથી ન્યાય મળી જાય કે સાચો ન્યાય થાય, અને સમાજના વિવિધ પ્રશ્નોના યોગ્ય નિર્ણય થઈ જાય એ જરૂરી નથી. સાચા ન્યાય માટે તો આ કાયદા પૂરા સમજનારા અત્યંત કુશાગ્ર બુદ્ધિના નાગરિકો અથવા વકીલો, અને સાથે જ તેવા ન્યાયાધીશોની પણ જરૂર પડે. વળી આ સાથે જ તેમની બુદ્ધિ કુશાગ્ર હોય એટલું જ માત્ર પૂરતું નથી, તેમની બુદ્ધિ એકદમ શુદ્ધ પણ હોવી જોઈએ અને વળી હૃદયમાં સાચો ન્યાય કરવાની ભાવના અવશ્ય હોવી જોઈએ. આવું હોય તો જ ગહન પ્રશ્નોનું સાચું અને ઉત્તમ નિરાકરણ આવી શકે અને સાચી સેવા થાય. જ્યોતિષ ગણિતના યોગ્ય ફળાદેશ માટે શાસ્ત્રીજીએ શુદ્ધ બુદ્ધિની જે આવશ્યકતા બતાવી તેનું આ જ તાત્પર્ય છે.

**[ક્રમશઃ]**